॥ ॐ श्री परमात्मनेनमः ॥

श्री आर्योपदेशक नाटक समाज.

# ब्रह्मकुमारी.

નાટકના ઓપેરા.

રચનાર—( સોજીત્રા નિવાસી ),

કવિ વલ્લભદાસ વાઘજીભાઇ.

( લલિત-મુદ્રા, કર્મ કસોટી, દીવાકર, બેવફા દોસ્ત, બ્રહ્મકન્યા, રાજા વરેપ્સુ અને ભસ્માશુર વિગેરે નાટકોના લેખક ).

છપાવી પ્રસિદ્ધ કરનાર,

માસ્તર મયાશંકર રેવાશંકર.

વૃત્તિ ૨ બીજી [ સર્વ હક્ક સ્વાધિન. ] પ્રત ૧૦૦૦
૧૯૨૦ સંવત ૧૯૭૬

શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ અમથાશાએ છાપ્યું રીચીરોડ—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦-૩-૦.

# અર્પણ પત્રિકા

—●●—

પરમ માનવંતા સ્નેહી—

રા. રા. ઠક્કર મણિલાલ નાનજીભાઇ દલાલ.

મુ૦ ભાવનગર.

આપ ધાર્મિક અને દયાળુ પુરૂષ છો. મોટા પ્રાણીઓ તરફ તો
પ્રેમ રાખો છો પરંતુ અવાચક પ્રાણીઓ તરફ પ્રેમ
રાખી તેનું ઉદર પોષણ કરો છો. વળી મિત્રતાનો
સંબંધ રાખી મ્હારી લઘુ નાટક કંપની
પર પણ આપે ઘણી મમતા બ-
તાવી આભારી કરેલ છે, એ
બધા ગુણોથી આકર્ષાઈ
આ બ્રહ્મકુમારી
નામનું નાટક
આપને અ-
ર્પણ કરી
કૃતાર્થ
થાઉં
છું.

લી૦ હું છું આપનો,

માસ્તર મયાશંકર રેવાશંકર.

માલીક—શ્રી આ. ના. સ.

# બ્રહ્મ કન્યા નાટકનો ટુંક સાર.

## અંક પહેલો

### મંગલાચરણ.

૧—સુત્રધાર, નટી તથા બાળાઓનો સંવાદ. મલ્લીકાનો મહેલ, મલ્લીકા સાથે બ્રહ્મકન્યાએ ગરબો ગાવો, બ્રહ્મકન્યાના રૂપ ઉપર જયસિંહનું મોહીત થવું.

૨—રંગીલ શેઠનું રૂપાળાને તેડી આવવું, રસ્તામાં વિલાસી તેના છોકરા વંઠેલનું આવવું, વિલાસી ઉપર રૂપાળીનું આશક થવું, વંઠેલના રૂપાળી મેળવવાના વિચાર.

૩—બ્રહ્મકન્યાના મોહમાં પડેલા જયસિંહની વિહવળતા, મલ્લિકાનું સમજાવવું, વ્યભિચાર કરનારને દેહાંતદંડ શીક્ષાનો કાયદો બહાર પાડવો, રમણચંદ્રને અશ્વ ખરીદવાની આજ્ઞા.

૪—અલક અને વિનયના શુદ્ધ પ્રેમનું દરશન, વ્યભિચારના કાયદા મુજબ અલક અને વિનયનો અરસપરસ પ્રેમલાપ, કોટવાળે બન્નેને કેદ કરી લઇ જવા.

૫—ભદ્રસિંહનું જયસિંહ પાસે આવવું, બાદશાહ તરફથી છુપા મોકલા યુદ્ધના સમાચાર, ભદ્રસિંહનું ચાલ્યા જવું, અલક તથા વિનયને વ્યભિચારના કાયદા મુજબ દેહાંતદંડની સજા,

બ્રહ્મકન્યાનું આવવું અને નિર્દોષ દંપતિને છોડાવવાની રાજા પ્રત્યે યાચના, જવાબમાં બ્રહ્મકન્યાના પ્રેમની માગણી, બ્રહ્મકન્યાનો ઇન્કાર અને રાજાને તીરસ્કાર, અલક તથા વિનયને કારાગૃહમાં મોકલાવવાં.

૬–રૂપાળીના વિષથી પ્રેમમાં વંઠેલ વિલાસીનું આવવું, વંઠેલનું છુપાવવું, રૂપાળી પાસે વીલાસીની દુષ્ટ યાચના, રંગીલનું આવવું, રૂપાળીનો ફરેબ.

૭–કારાગ્રહમાં અલક અને વિનય, પ્રધાન ગુણાઢ્યનું આશ્વાસન જીવન બચાવવાની ગુપ્ત બાતમી.

૮–સ્મશાનમાં અલક અને વિનયને ચિત્તામાં હોમવાં, બ્રહ્મકન્યાનો જયસિંહને શ્રાપ, બ્રહ્મકન્યાને કેદ. અલક તથા વિનયનું ગુપ્ત માર્ગે ચિત્તામાંથી ગમન.

ટેબલો.



# અંક બીજો.

૧—મહમદ બેગડાનો ચાંપાનેર પર ચડાઇ કરવાનો હુકમ.

૨—અશ્વ ખરીદી રમણચંદ્રનું આવવું. ગેરહાજરીમાં બનેલું દરેક વૃત્તાંત ગુણાઢયે કહેવું. અલક અને વિનયના મેળાપ માટે ગુપ્ત બાતમી ગુણાઢયે રમણચંદ્રને કહેવી રમણચંદ્રનું અલક અને વિનયને મળવા પ્રયાણ.

૩—જંગલમાં રહેતાં અલક અને વિનયની સાથે રમણચંદ્રનો ભેટો. રમણચંદ્રે અલક તથા વિનયનો હસ્તમેળાપ કરવો બાદ રમણચંદ્રનું ગમન.

૪—બ્રહ્મકન્યા પાસે જેલમાં રમણચંદ્રનું આવવું, બ્રહ્મકન્યા ઉદ્દેશથી રમણચંદ્રે જયસિંહને ઠાર કરવાની પ્રતિજ્ઞા કરી ચાલ્યા જવું. જયસિંહનું આવવું, બ્રહ્મકન્યા પર બળાત્કાર કરવાની ઇચ્છા. મલ્લીકાનું આવી અટકાવવું બ્રહ્મકન્યાનું અંતર્ધ્યાન થવું.

૫—વ્યભિચારી, વિલાસી અને વંઠેલનાં વ્યભિચાર નહિં કરવાના અરસપરસ ફરેબી સોગન. રંગીલાને બન્ને પર વિશ્વાસ.

૬—શયનગ્રહમાં સુતેલા જયસિંહનું ખુન કરવા રમણચંદ્રનું આવવું, ગુણાઢયનું વચમાં પડી બચાવવું.

૭—દેવલા દેવલીની રૂપાળી તથા વંઠલ સંબંધી પ્યાર રમવાની વાતચીત. રંગીલ શેઠનું છુપી રીતે સાંભળવું અને વ્હેમાવું. છુપી તપાસ કરવાનો વિચાર.

૮—ભદ્રસિંહ અને રમણચંદ્રનો જયસિંહને ઠાર કરવા સંબંધી સંવાદ.

૯—જંગલમાં રહેતા વિનય અને અકલને મહમદ બેગડાએ પોતાના સત્રુ જાણી કેદ કરવાની તજવીજ રમણચંદ્રનું આવી અટકાવવું.

## ટેબલો.

## અંક ત્રીજો.

૧—મહમદ બેગડાને કીલ્લામાં દાખલ થવાનો રસ્તો બતાવવાના રમણચંદ્રના વિચાર.

૨—દેવલા દેવલીની ગમ્મત ભરી વર વહુની રમત.

૩—ભદ્રસિંહને મારી કીલ્લામાં રમણચંદ્રે શાહના સૈન્યને ગુપ્ત માર્ગે દાખલ કરવું.

૪—રૂપાળીને ત્યાં સ્ત્રી વેશમાં વિલાસી તથા વંઠેલ, રંગીલનું આવવું, રૂપાળીની યુક્તિ, દેવલાના કહેવાથી રંગીલનું ભરમાવું

૫—જયસિંહનો પશ્ચાતાપ, મલ્લીકાનું અશ્વાસન, શાહનું સૈન્ય કીલ્લામાં આવી પહોંચ્યાના સમાચાર ગુણાઢયે કહેતાં મલ્લીકાનો અગ્નિ પ્રવેશ, જયસિંહનું કેદ થવું.

૬—વ્યભિચારી વર્ગ રૂપાળી વિલાસી તથા વંઠેલને પરિક્ષા કરી રંગીલ શેઠે યોગ્ય શીક્ષા કરવી.

૭—જયસિંહને યવન ધર્મ સ્વીકારવાનો હુકમ,જયસિંહનો ઇનકાર.

૮—યોગીના વેશમાં બ્રહ્મકન્યાનો રમણચંદ્રને વૈરાગ્યનો બોધ, રમણચંદ્રે સ્વીકાર કરવો.

૯—બાદશાહના કેદખાનામાં જયસિંહને બ્રહ્મકન્યાનું દર્શન, પુર્વ વૃત્તાંતનો ખુલાસો, ગુણાઢયનું આવવું, જયસિંહ તથા ગુણાઢયનું પરસ્પર મરણ, ( સીનટ્રાંનસફર ) જયસિંહના સુક્ષ્મ આત્માનું સ્વર્ગ પ્રતિ ગમન, બ્રહ્મકન્યા તથા રમણચંદ્રની વિનય અને અલકને શુભાશિષ.

[ ટેબલો ]



# પાત્રો

## પુરૂષ વર્ગ

| | | |
|---|---|---|
| જયસિંહ | ... ... | ચાંપાનેરનો રાજા. |
| ગુણાઢય | ... ... | તેનો પ્રધાન. |
| ભદ્રસિંહ | ... ... | રાજ્યનો વફાદાર નોકર. |
| રમણચંદ્ર | ... ... | અશ્વ પરીક્ષક. |
| વિનય | ... ... | બ્રહ્મકન્યાનો સહોદર બંધુ. |
| રંગીલ શેઠ | ... ... | ચાંપાનેરનો નગરશેઠ. |
| વિલાસી | ... ... | એક રાજ વૈદ. |
| વંઠેલ | ... ... | વિલાસીનો દીકરો. |
| દેવલો | ... ... | વૈદનો નોકર. |
| મહમદ બેગડો | ... | ગુજરાતનો બાદશાહ. |

## સ્ત્રિ વર્ગ.

| | | |
|---|---|---|
| બ્રહ્મકન્યા | ... ... | મહાકાળીનો અંશાવતાર. |
| મલ્લીકા | ... ... | જયસિંહની રાણી. |
| અલક | ... ... | રમણચંદ્રની સહોદર ભગીની. અને વિનયની ધર્મપત્નિ. |
| રૂપાળી | ... ... | રંગીલ શેઠની સ્ત્રી. |
| દેવલી | ... ... | રૂપાળીની દાસી. |

તે સિવાય ચોપદાર, કોટવાળ, સેનાધીપતી, સિપેહસાલાર, વજીર, પ્રજાવર્ગ, દાસ દાસીઓ, કંચનીઓ વિગેરે વિગેરે.

# બ્રહ્મકન્યા નાટકનાં ગાયનો.

—⁂⁂⁂—

(૧)

સૂત્રધાર—બાળા—

મુર્તિ માનીએ મંગલકારી.
ગુરૂ ગીરનારી મનોહારી. ટેક.
ત્રીગુણાત્મક માયા વાળી,
દર્શનથી ત્રય તાપ ટાળી,
મુમુક્ષને મોક્ષ દેનારી.

સાખી.

દત્તાત્રય વર વિજય દેજો
આર્ય ઉપદેશક સમાજને
વિનવીએ દીન બાળ તમારા
સફળ કરો અમ કાજને. (ત્રીગુણ.)

( ૨ )

બાળાઓ—

હાંરે કોણ જીત્યા કહો વ્યભિચારથી
લાખો મુવા કંઇ આડા વહેવારથી—ટેક.
જગને જીતે એવા શુરા સમશેરીયા
બુદ્ધિબળે ખેલ ખેલે નવ તેરીયા,
રોળાયા રણમાં પરનારથી.
જેવી પોતાની નાર તેવી પરાઇ
જાણી જુવાનીમાં જોશો તો ભાઇ
તરશો સે'જે સંસારથી—
જાણો જુવાની જવાની જુવાનીયા
માનો મેમાન દીન ચારની દીવાની આ
ડરજો દુનિયાના ધીટકારથી.

૩

બ્રહ્મકન્યા-સખીઓ.

( રાસડો. )

નણદીના વીરા વીના એકલીજીરે
સુનું મંદીરીયું ખાવા ધાય હોજી
જો... ... તી ... હું તો વાટ
વહેલા વાલમ વર આવજોજીરે

**સાખી.**

વસંત ઋતુમાં વેલડી, ફુલી ફાલી જેમ;
ખીલી હું અલબેલડી. જોબન રંગે તેમ.
ચકોરી બની બેન બાવરી જીરે.
ચંદ્ર મળવા ઉતાવળીજી...જોતી જોતી.
સાખી—વરસ્યો મેવલીયો વળી થયાં મયુર મન શાન્ત
રહ્યું તરફડતું મન વિશે, તરસ્યું હૃદય મમ કાન્ત—ચકોરી

૪

જયસીંહ—

તજી સ્વર્ગ જગમાં એ જન્મી.
કોઇ હશે અપ્સરા ભારી.
સુર શ્રાપે થઇ અવતારી.
ઈંદ્ર ભૂવન વસનારી—તજી.
જે નરે નીજ શીરકાપી કમળ પૂજન કર્યું હશે,
કાં કાશી જઇ કરવત મૂકાવી અંગ વેરાવ્યું હશે.
એ વીરલા વરશે નારી.
મનરંજન મંગલકારી... ...તજી.

૫

રૂપાળી—

દેખી દેખી દિલમાં બળીએ.
પરણીને ઘરમાં વરની સાથ

સુખમાં કેમ ઠરીએરે.
રૂપ રંગની નાજુક ઘોડી
બુઢો સ્વાર પલાણે
ચાબુક કરથી પડી જતી તો
લાગમને શું તાણે—દેખી.
જીવન વૃક્ષ પર પુલ્યું ફાલ્યું
જોબન ફળ આ પાકયું
શક્તિ વિના કામબાણુથી કંથે કંઇ નવ તાકયું—દેખી.
પૈસા લઇને પુત્રી વેચી, મીંઢોળ મડાને બાંધ્યું
અનુભવ્યો ભવ બાળ્યો બાપે, સ્વાર્થ કારજ સાધ્યું—દેખી.

૬

રૂપાળી–વીલાસી–વંઠેલ–રંગીલ—

થયો ઉપકાર આજ વૈદરાજ
આપનો દઈ દવા દર્દીલી દિલ દુઃખ ટાળ્યું
દયાળુ નર છો; વળી પાછા મળજો.
આવીશું શેઠજી તમારે મકાન
રૂપાળીના રૂપમાં બન્યો ગુલતાન.
હ્યો જોયું મન મોહ્યું.
રૂપાળીનો સંગ કઢાવ્યો રંગીલ કાંઈ આમ.
છાની મરને ઓકરી એતો ક્હામનું કામ—થયો.

૭

**અલક—**

મહિયારિયાની મીઠાઈ ખારી
પણ અબળાને સાસરિયાની
સુકાએલ ભાખરી સારી—
વિશ્રાંતી અહ વનીતા તણું
છે ઠામ ઠરવા એજ એ;
બળી ઝળી રહી જીંદગીને શાંત કરવા સેંજ એ.
સરજી સેવા માટે શ્યામા શ્યામની.
હીરાકણી ખાણે પડી શું કામની
હોય ઝવેરી પાસ તો ઓપતી અણમુલી મૂલવાળી—

૮

**અલક—વિનય—**

પ્રેમ પેઢીના સાળા સરાફને
સોંપ્યું શીયળ ધન સુંદરીએ,
સ્નેહે સંઘરીયે શ્યામ,
સાચવશું સોંપ્યું તમોએ તમામ
દેશ પરદેશે માગું વન વગડે
આપશું બોલો કોલ કરીને,
જાત ફેર હોય જાય ફરી,

બોલ્યા બોલ ન ફરતા વીર વળી
કહો કોલનું શું છે કામ,
આપીશું, આપ્યું તમામ.

૯

રૂપાળી—

રોતાં રાતડો ખોઇ
છાતડી ને હાય,
કીડો કાતીલ કામ કોરી
કોરી ખાય.
સેજડીમાં સાથ નાથ,
સુતા ઉંઘે આખી રાત.
ઠારે ના હું બળેલી બાળા.
સમજે નહીં મુજ ચાળા,
કરૂં શાંત ક્યાં દીલ લાળા.—રોતાં.

૧૦

રૂપાળી—વડેલ—

મોહનજી-મન મોહ્યું
અણીયાળાં તુજ નેણાંએ—
મમ ચંદ્રવદન વર, આગ—
શીતળ કર.
બોલી મધુર વેણાંએ—
છીન ભીન કીધું તન તેં ચકોરી
પ્રેમ મધુ પાઇ દીધું ચીત ચોરી
મુકો મહેતનાં મેણાંએ—

રૂપાળી રંગીલ— ૧૧

ચાલો ચંચળના ચેલા ચેલીના
નવેલા નાથ છો જનમ સાથી સુખ દુખના—
સાચી તું સલુણી નાર, લાજને વધારનાર.
હું તો સેવાથી સંતોષીશ આપને,
દુનીયા કને લઈ શીયળ છાપને—

વિનય— ૧૨

સોચે મન શું થાય,
જગમાં ખીલ્યું તે કરમાય.
આયુ આવી રહ્યું જીવ
જાય તનડું રજમાં રોળાય.
કાચુ અંગ, કાચો રંગ પલકમાં
પડશે પતંગ સમ ગણાય,
આવ્યું જ્યાંથી ત્યાં તે સમાયે,
ઉદય અસ્ત મહીં અટવાયે.
સુગતિયે સ્થંભાય—જગમાં૦

ગુણાઢય— ૧૩

જો જો જુઠો આવ્યો જમાનો,
સાથી શઠ ને દાંભીક દગાનો,
સાચાને સંતાપે શઠ શત્રુ સગાનો
વિષયથી ભરપુર છવાયો,
દુષ કર્મે ઘેર ઘેર ગવાયો.
પલટાયો (૨) જમાનો માનો ન માનો...

## અંક બીજો.

અલક— ૧૪

જ્યાં રમ્ય રસીક વર મંગળ ૯૨
મન મોહન ભર્યું રહે જંગલમાં
ઉજ્વળતા નભ મંડળમાં;
શશી હુસે શામતા વાદળમાં
અરસપરસ પાસે વસવાથી
પારશાણુ પ્રકાશે પારસનાથી,
શોભે એકનાથી; બીજે સાથી
રાન વેરાને; ઘોર સમશાને.
નાજુકડી ઝુંપડી તળે; શીતળ દળ
ઊંડા જળે રે ... ... તા ... જયા.

અલક-વિનય— ૧૫

રે ,....માન સરના મુક્તાફળો
હંસરાજા........ચરનાર
વહેલા મોડા ઉડી જાશું સાથ,
હંસલીના નાથ, જાણી રૂડી વાત,
થયો રળીયાત—રે—માન
હારલ માફક હરદમ રે'શું
હળી મળી હર્ષનો હાર (૨)
ખાશું પીશું સંપીને સુજાણુ,
ખરી ગુણુ ખાણુ, ચાલો–
મમ પ્રાણુ...... રે—માન

બ્રાહ્મકન્યા— ૧૬

જો ગૌરવ જન્મ ભૂમી તારૂં
ઠામ ઠામ ભાળું સૌ ભાસે કાળું —જો
થયા નિર્દય નીચ બાળક તારા
લજવતા કરી કર્મ નઠારા,
ગાથ્યા ઝીલી રહી ભાર,
ઓઢ્યા કર કરી ઠાર,
હીત સારૂં—જો ગૌરવ
ધર ના (૩) દયા લવલેશ દીલે
સંભારીને શાંતી લે માની મારૂં—જો ગૌરવ.

વીલાસી—વંઠેલ— ૧૭

પણ લીધું પરનારી તજવાનું મેં મનથી.
હું પણ ઉધરેલો સુધર્યો કહું સોગનથી—પણ
વિસરી દઇ ગઈ ગુજરી વાતો કેહાર કંકણ પહેર્યું
થઇ ચુક્યો હું હંસ હવે તો બગ ધ્યાન હતું તે ખેર્યું
લીધી ટેકતો લઇ જાણજો, ચીતડું રાખી ચપશી.
હું તો રાખીશ ચપશી પણ તપશી તમે જાશો લપશી–પણ.

રૂપાળી— ૧૮

પીટયું આ જોબનિયું પજવે–
અંગમાં રંગ અનંગનો જ્યાં આવે,
મસ્ત બની મન જંગ મચાવે,
નવિન ચાળે નેન નચાવે, નિરલજને લજવે–પીટયું
કુચ કળસ કંચુકી તોડે, અધર ગાલ ગુલાલનો ગોડે
નિહાળતાં કંઇ લાલ તણાએ દીલડાને દઝવે—પીટયું.

**રૂપાળી વંઠેલ—** ૧૯

ચાલો કાન્ત; છે એકાન્ત; રમી રંગમાં બનીએ શાન્ત.
રે ભલી ભાત......હાં હાલો માણોને;
રંગ રેલાય; ભીંજે કાય, શાન્તી
થાય, રે......ભલી ભાત હાં...હાલો માણોને.
પુષ્પ સે'જમાં પોઢો પ્રીતે ચરણ ચાંપુ તમ નાથ;
રંગ રમાડું જંગ મચાવી, કુસુમાયુદ્ધની સાથ—રંગ.

**દેવલી દેવલો—** ૨૦

દેવલા દેવલીને મળજે; પાછો વેલોરે વળજે.
આવું રમવાની ગરજે;
શું રમશું નકી કરજે;
રમશું રમત ગમત બહુ સારી
વર વહુ વરવાવાળી
વર બનીને થશું વા'લા;
હું વહુના આવો લાલા
કહીને ચુંબન તું કરજે—પાછો.

**ભદ્રસીંહ** ૨૧

અનાડી છોડ ગુમાની વાણી, ગુમાને ગર્વી થયા ધુળધાણી
ભર્યું ઉદરમાં ભરપુર પાણી જેની હદ કોઇએ નવ જાણી.
થયો અકારો ખારો સીંધુ તે
અભિમાન ઉરમાં આણી આપવડાઇ જેણે વખાણી
પલમાં વિખાએ તે પ્રાણી. બડાઇ ને બહાદુરી સઘળી
અધવચમાં લુટાણી—અનાડી.

**અલક—** ૨૨

ગોતી પુષ્પ કળીઓ મધુરી વાસવાળી રે વાસવાળી,
અમુલ મુલનો વખત વીતાવી; મનહર માળ બનાવું;
આવે જ્યારે નેહ નગીના નાથના હઇડે ધરાવું,
રઢીઆળી રે વાસ વાળી—ગોતી.

**અલક-વિનય—** ૨૩

પ્રીતમ પહેરો (૨)
ગુંથી મેં પુષ્પમાળા તમ કાજ એ રસાળા—પ્રીતમ.
ફુલ જીવન વન વેલતાં હમારાં રસીક ને રૂપાળા—
મર્મ વેણુ સમજ્યો હું બાળા તમારાં
પ્રેમ દોરે પુષ્પ હૈડાં પ્રેમે પ્રેમાળા
બંધાયાં પ્રેમ ગાંઠથી રે બાળા, રસીકને રૂપાળા—પ્રીતમ.

---

## અંક ત્રીજો.

**રૂપાળી—** ૨૪

ઘેલી ઘેલી વડેલે કીધી ઘેલી, જાદુનું જોર મેલી;
વ્હેલી વ્હેલી વ્હાલાની વાટ વ્હેલી જોતી હું અલબેલી—ઘેલી.
પ્રેમ મધુને ચખાવી ભાન અંગનું ભુલાવી
નિશામાં બનાવી કીધી ચેલી—જાદુ.

**રૂપાળી—રંગીલ—** ૨૫

ગોરી ધીમે ધીમે ચાલો રશ છલકાય જાય,
છલકાય જાય રશ ઢલકાય જાય— ગોરી.
પાલવડો મુકો મારો સાયબાજી શાણારે,
નવરંગી ચીર મારાં ચીરાય જાય— ધીમે.

કરગરી કહું છું વ્હાલા પાય પડું છું
લાલાની વીતણી ગાંઠ છુટી જાય હાય— ધીમે.

**ભદ્રસિંહ—** ૨૬

રાંકડા રીબાય હાય શું હવે થશે;
શું હવે થશે બીચારાં કહો કયાં જશે;
ખંતથી ઉછેરવાનો તંત તજી તારવાનો
વૃક્ષને ડુબાડવાનો વારીનો હક શું હશે
વાડ કોપાય; વેલા ખાય; વેલથી શી રીતે વધાય;
અણુવિંધ્યું મુજ મન વિંધાય, શાન્તિ પામે નહિં કશી—રાંકડા.

**બ્રહ્મકન્યા—** ૨૭

પ્રભુના ભજનની વાટ વિકટ છે,
કેાે વિરલા જેની ટેક અડગ છે,
જોબન તનનો તોર હરીને
તજે અવનિની અટપટી ખટપટ,
અંતરથી એ અળગા નવ રાખે
હરદમ ઉચરે ગોવિંદ ઘટઘટ—

**રંગીલ—વિં. રૂ. દે. દે.** ૨૮

જો જો લોકો આવાં આશક નાદાન,
પરનારીના પ્રેમે કરડાવ્યા કાન,
કપાવ્યું નાક બનીને હેવાન,
બગની સમાન ધરીને ધ્યાન,
પરાઇ મહોબતથી થશો હેરાન,
કરશો નહી કોઈ મારા જેવું કામ,
નહિ તો પામશો ફળ અંતે તેનું આમ—જોજો

**દેવલી—** ૨૯

કાંટા વાગ્યો રે પાવલીયે
કહો કેમ કરીને ચલાય;
કેમ કરીને ચલાય, ડગલું એક ભર્યું નવ જાય—કાંટા.
નાજુકડો પણ પજવે જુઓ
ખટકે દીલમાં ઘડી ઘડી મુઓ
શી રીતે સહેવાય, પીટયો કેમ કરીને કઢાય—કાંટા.

**દેવલો—દેવલી** ૩૦

બાઇજીના એટડારે દેવલા
મનાવ મુજને;
માનીતી દેવલી માન માગે તે આપુ હું તુજને,
મારે જોઇએ ઝીણાં ઝાંઝરને ઝુમણાં,
વેઢ વીંટી વીંછીયા ને નાક નથ હમણાં;
માગ્યાથી બમણાં લઇ આવું હમણાં;
હમણાંને હમણાં
હા ભઇ હા.
તો તો બનીશ દીલજાન...માગીને

**દેવલી—દેવલો** ૩૧

આવો આવો પોપટજી પ્રાણ પ્યારા; પીંજરીએ તમને—
પધરાવી આપું ખાવું ખાવા
બોલો બોલો મધુરા બોલ સારા;
સાંભળીએ કાને—
ઉતારી ઉરે ખુશી થાવા—
મધુર મેના દિલ દઇને
મન અમારૂં મનાવશો

નવું નવું નીત્ય બોલી બોલશું
જો બોલ બોલી બતાવશો;
રૂડું નામ સીતા રામનું
પળ પળ જપો સુખી થશો
ઘડી ઘડી અમે બોલશું
એ બોલ મન માંહી વસ્યો—આવો.

જયસિંહ ૩૨

મ્હારી નાવડી ઝોકાણી સમુદ્રમાં
પળમાં ડુબી જાશે જળમાં,
રે... ... ... પડી વમળમાં—નાવડી,
કર્મ યોગે કરી મ્હેં તો વાટ ગૃહી વાંકી,
વિષય વમળમાં અંધ બની હાંકી.

બ્રહ્મ કન્યા ૩૩

અરે ઓ પાતકી રાજા-અશ્રુ કેમ આંખથી જાએ ?
વિચાર્યું નહિ પ્રથમથી તો હવે શું થાય પસ્તાયે !
દેખી તું કુપ છે ઉંડો ભરેલા વિષથી ભુંડો
પડયો તું કૂપમાં કુડો. હવે શું થાય પસ્તાયે ?
જુવાની જોરના તંતે, કર્યું વિષ પાનને ખંતે,
જશે જીવ ઝેરથી અંતે હવે શું થાય પસ્તાયે !
વિચારો પાપના રાખી, નજર પરનાર પર રાખી.
મળેલું ફળ રહે સાંખી હવે શું થાય પસ્તાયો ?
સકળ સત્તા થકી શુરો, સતિનો શ્રાપ છે બુરો.
ફસ્યો તું તે મહી પૂરો હવે શું થાય પસ્તાયે !

—※ સમાપ્ત. ※—

રોગીપણું એ રીબાવનારૂં હમેશાનું મૃત્યુ છે.
રોગોથી દુર રહેવું એ સુખની સીમા છે.

→※ અમૃતતુલ્ય ※←

# ( આતંકનિગ્રહ ગોળીઓ. )

શરીરમાંથી અશક્તિનાં તમામ કારણોને દૂર કરી રોગને હઠાવે છે, તથા તન્દુરસ્તી ટકાવે છે, તે અખુટ અખંડ શક્તિનો ભંડાર છે. કિંમત ૩૨ ગોળીની ડબી એકનો માત્ર—એકજ રૂપિયો.

આળસ કરી દિવસો કહાડવાથી અશક્તિ તથા રોગનું બળ વધે છે. માટે આજેજ એ ગોળીઓ મંગાવો અને તુરત બળવાન્ તથા પુષ્ટ બનો.

આજેજ લખો—

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**

જામનગર—( કાઠિયાવાડ ).

---

## જાહેર ખબર.

અમારી દુકાનેથી રેશમી સાડીયો તથા સાચા સાફા વિગેરે મનપસંદ માલ જેવો જોઇએ તેવો મળશે.

**જવેરી મોતીચંદ મંગળજી.**

ઠે૦ ઝવેરીનો ઝાંપો—જામનગર.

અમારી કંપનીનો જ્યાં મુકામ હશે ત્યાંથી ઓપેરા મળશે.

## જાહેર ખબર.

અમારી દુકાને મનપસંદ સોના—ચાંદીના દાગીના જ્યારે જોઈએ ત્યારે તૈયાર મળશે. તેમજ બહારગામના ઓર્ડરો ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવશે. લખો—

**સોની મોતીલાલ ત્રીકમજી.**

મુ. વેરાવળ બંદર—( કાઠિયાવાડ)

## સૂચના.

અમારો તદ્દન નવો ખેલ જાલંધર ઉર્ફે સતિ વૃંદા ટુંક સમયમાં બહાર પડશે તો ઓપેરામાં જાહેર ખબર આપવી હોય તેમણે માલીકને રૂબરૂ મળવું. તેમજ નીચે લખેલા નાટકના ઓપેરાઓ અમારી કંપનીમાંથી મળશે. માટે જેને જોઈએ તેણે અમારી કંપનીનો મુકામ હોય ત્યાંથી મંગાવી લેવા.

| | | | | |
|---|---|---|---|---|
| જુલ્મી—જાલમ | .... | .... | .... | ૦—૨—૦ |
| લલિત—મુદ્રા. | .... | .... | .... | ૦—૨—૦ |
| શેઠ સગાળશા. | .... | .... | .... | ૦—૨—૦ |
| ખુની—અમર. | .... | .... | .... | ૦—૨—૦ |
| અમન—ચમન. | .... | .... | .... | ૦—૨—૦ |
| ફૂરેબી—પુતલી. | .... | .... | .... | ૦—૨—૦ |
| કપટનો કહેર | .... | .... | .... | ૦—૨—૦ |
| બ્રહ્મકુમારી. | .... | .... | .... | ૦—૨—૦ |

**માલિક—શ્રી આ. ના. સ.**